૬૮૫૬

IV/૧૪ ૩૫

# સુવાવડ.

૬૮૫૬

કર્તા

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

જામનગર—કાઠિઆવાડ.

અસંખ્ય આવૃત્તિ. અનંત નકલો.

મુંબઈ:

મીસ્ત્રી પ્રીંટીંગ વર્કસ, કાલબાદેવી.

સન ૧૮૯૮.

## અતિ ઉપયોગી પુસ્તક.

# કામશાસ્ત્ર.

## નકલ ૯૭,૦૦૦

ગુજરાતી, બંગાલી, અને મરાઠી ભાષામાં તૈયાર છે. હિંદી ભાષામાં છપાયછે. એક પોસ્ટ કાર્ડ પર નામ ઠામ વિગેરે પુરેપુરૂ સરનામુ લખી મોકલનારને તરતજ મોકલવામાં આવેછે. કિંમત કે ટપાલ ખર્ચ કાંઇપણ લેવામાં આવતુ નથી.

**વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**


જામનગર-કાઠીઆવાડ.

---

## હંમેશની પ્રસ્તાવના.

પોતાની કૃતિ લોકોને પસંદ આવી એવુ જાણમાં આવવાથી મનમાં જે આનંદ ઉત્પન્ન થાય તેનો અનુભવ કરી, અમોએ મોટા ઉત્સાહથી સ્ટીરીઓ કરાવી અસંખ્ય આવૃત્તિની અનંત નકલો પ્રગટ કરવાનો ઠરાવ કર્યો છે. આગળ પ્રમાણે આ નકલો પણ અમારા દેશબાંધવોને મફત વંચવા આપવાનો અમારો સંકલ્પ હોવાથી, તેના ફેલાવ સાથે લોકો પણ પોતાના ફાયદાનો ફેલાવ વધારે કરી લેશે એવી આશા છે.

કર્તા.

## પ્રકરણ

# સુવાવડ.

---

સ્ત્રીને રજ બારમે વર્ષે પ્રગટ થાયછે અને પચ્ચાશમે વર્ષે તેનો ક્ષય થાયછે. પુરૂષને સોળ વર્ષ પછી વીર્ય પાકેછે અને શરીરના બાંધાના પ્રમાણમાં પચ્ચાસ, સાઠ કે તેથી પણ વધારે વર્ષે તેનો ક્ષય થાયછે. પુરૂષ તથા સ્ત્રી એ બન્નેનું અથવા એકનું પણ વીર્ય તથા રજ બગડેલું હોય, તો સંતાનની ઉત્પત્તિ થતી નથી. ગાંઠા ગાંઠા જેવું, દુર્ગંધી પરૂ જેવું, ક્ષીણ અને મૂત્ર તથા ઝાડા જેવા ગંધવાળું પુરૂષનું વીર્ય અશુદ્ધ સમજવું. તેમજ સ્ત્રીનું રજ બગડેલું હોય, ત્યારે પુરૂષના વીર્યની પેઠેજ તે તે દોષના વર્ણ તથા ગંધવાળું થાયછે. સ્ફટિક જેવા વર્ણવાળું, ચીકણું અને મીઠા તથા મધ જેવા ગંધવાળું પુરૂષનું વીર્ય, અને સસલાનાં લોહી જેવું તથા

---

૧. પુરૂષનું બગડેલું વીર્ય તથા સ્ત્રીનું બગડેલું રજ સુધારવાને આતંકનિગ્રહ ગોળીઓ એ એકજ ઇલાજ છે.

લાખના રસ જેવુ સ્ત્રીનુ રજ ઉત્તમ સમજવુ. પુરૂષનું વીર્ય તથા સ્ત્રીનુ રજ અત્યંત કામસુખ ભોગવવાથી વધારે પડવા માંડે ત્યારે તે રોગ કહેવાયછે.

રજોદર્શન પર્યંત તથા તે પછી ચાર દિવસ સુધી સ્ત્રીએ બ્રહ્મચર્ય વ્રત પાળવુ અને પહેલી ચાર રાત્રી સુધી દિવસની નિદ્રા, આંખમાં અંજન, અશ્રુપાત, સ્નાન, તૈલમર્દન, નખચ્છેદન, દોડવું, હસવુ, બહુ બોલવુ, બહુ સાંભળવુ, જમીનનુ ખોતરવુ, પવનનું સેવન અને મહેનત એ સઘળાં વાનાંનો ત્યાગ કરવો. કારણ કે તે દિવસોમાં દિવસે સુવાથી સ્ત્રીને જે ગર્ભ રહેછે તે જન્મ પછી અતિ નિદ્રાવાળો થાય છે; આંજણ આંજવાથી અંધ, રોવાથી વિકારયુક્ત દૃષ્ટિવાળો, સ્નાન કરવાથી દુખીઆ સ્વભાવવાળો, તેલ ચોપડવાથી કોઢીઓ, નખ છેદનથી ખરાબ નખવાળો, તથા દોડવાથી ચંચળ પ્રકૃતિવાળો થાયછે. હસવાથી જન્મેલાં બાળકના હોઠ, દાંત, તાળવુ, તથા જીભ કાળાં થાયછે. અતિ બોલવાથી પ્રલાપી, અત્યંત

૨. આતંકનિગ્રહ ગોળીઓ શિયાળો, ઉનાળો તેમજ ચોમાસું એ ત્રણે ઋતુમાં એક સરખો ગુણ આપેછે.

શબ્દો સાંભળવાથી બેહેરૂં, જમીન ખોતરવાથી આ-ળસુ, પવનના અતિ સેવનથી ઘેલું અને અતિ મેહે-નતથી હીન અંગવાળું બાળક જન્મેછે.

રજો દર્શન પછી ત્રણ રાત્રિસુધી સ્ત્રીએ પતિના સંયોગથી દૂર રહેવું જોઇએ. ચોથે દિવસે સ્નાનથી શુદ્ધ થઇ, કોરાં વસ્ત્ર પહેરી અને અલંકારો ધારણ કરી, તેણે પતિનું દર્શન કરવું. કારણ કે ઋતુસ્નાન પછી સ્ત્રી, જેવા પુરૂષનું મુખ જુએછે તેવી આકૃતિ અને સ્વભાવવાળું બાળક ઉત્પન્ન થાયછે.

પુષ્ટ અને પ્રસન્ન મુખવાળી અને દાંતની જગા-ઓમાં કામાગ્નિથી ઉત્પન્ન થએલાં જળથી ભીંજાયેલી, પુરૂષની ઇચ્છાવાળી, શૃંગાર રસની વાતોપર પ્રીતિ રાખનારી, આંખ અને ઉદરમાં થયેલી શિથિલતાથી સુશોભિત, હાથ, સ્તન, પ્રસવસ્થાન, નાભી, સાથળ, જઘન અને પીંડીમાં લબકારાવાળી તથા રોમહર્ષથી કામક્રીડામાં ઉત્સાહવાળી સ્ત્રી ઋતુવાળી સમજવી. વળી જુનું રજ ગયા પછી અને નવું રજ આવ્યા પછી, સ્નાનથી શુદ્ધ થયેલી અને રોગરહિત પ્રસવ-

૩. આંતકનિગ્રહ ગોળીઓ તદન વનસ્પતિમાંજ બના-વવામાં આવેછે.

સ્થાન, રૂધિર તથા ગર્ભાશયવાળી સ્ત્રી ઋતુવાળી કહેવાયછે.

ઉપર પ્રમાણે રજોદર્શન પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળનાર તથા નહી બગડેલ વીર્યવાળા પુરૂષે, સાયંકાળે દૂધ તથા ઘી સહિત અન્નનો આહાર કરી, રાત્રિ સમયે પોતાની ઋતુસ્નાતા નારી પાસે જવું. જઇ પ્રેમપૂર્વક વાક્યો તથા ઇચ્છિત પદાર્થોવડે પોતાની સ્ત્રીને ખુશ કરી, પુત્ર પ્રાપ્તિની ઇચ્છા હોય તો રજોદર્શન પછીથી ચોથી, છઠી, દશમી, અને બારમી રાત્રિમાં સંગ કરવો, અને પુત્રીની ઇચ્છા હોય તો એકીની અગીયાર રાત્રિ સુધી સંગ કરવો. એ સિવાય બીજી રાત્રિઓ સ્ત્રી ગમન માટે વર્જિત છે. ઋતુસ્નાતા સ્ત્રી સાથે શુધ્ધ વીર્યવાળો પુરૂષ મળે ત્યારે તેના અંગોઅંગમાં રહેલો જીવધાતુ હર્ષની પ્રેરણાથી ઇંદ્રિયદ્વારા બહાર નીકળી સ્ત્રીના રજ સાથે મળેછે. તે પછી તે અગ્નિસોમગુણપ્રધાન રજ અને વીર્યના સંયોગથી ઉત્પન્ન થએલો ગર્ભ ગર્ભાશયને પ્રાપ્ત થાય છે.

---

૪. આતંકનિગ્રહ ગોળીઓ શરીરમાં શક્તિ આપી લોહી સાફ કરેછે.

દિવસે સ્ત્રી ગમન કરવાથી અલ્પવીર્ય તથા અલ્પઆયુષવાળાં બાળકો જન્મેછે. ઉપર બતાવેલી રાત્રીઓમાં પૂર્વપૂર્વ કરતાં ઉત્તર ઉત્તર રાત્રીમાં ગમન કરવાથી ગર્ભ અધિક આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય, સૌભાગ્ય અને બળવાળો થાય છે. ઋતુ દર્શનના પ્રથમ દિવસે સ્ત્રીનો સંગ કરવાથી પુરૂષના આયુષ્યનો ક્ષય થાયછે, અને દૈવયોગથી તે દિવસે રહેલો ગર્ભ પ્રસવ સમયજ મરણ પામે છે, અને બીજે દિવસે સંગ કરવાથી ઉત્પન્ન થયેલું બાળક સુવાવડમાંજ મરણ પામે છે, અને ત્રીજે દિવસે સંગ કરવાથી ઉત્પન્ન થયેલુ બાળક અપૂર્ણ અંગ તથા અલ્પાયુષવાળુ થાય છે. પ્રસવ સ્થાનમાંથી રૂધિર વહેતાં છતાં તેમાં નાખેલુ વીર્ય ગર્ભાશયમાં ટકી શકતું નથીજ, અને કદાચ ટકે તો તેનુ પરિણામ ઉપર પ્રમાણે આવે છે. ગર્ભાશયમાં પ્રવેશ કરતી વખતે પુરૂષનું વીર્ય અધિક હોય તો ગર્ભ પુરૂષનો આકાર ધારણ કરે છે, અને સ્ત્રીનું રજ અધિક હોય તો ગર્ભ સ્ત્રીરૂપ થાય છે, એમ પણ કેટલાક શાસ્ત્રકારો[૫] પોતાનો મત જાહેર કરેછે. શુક્ર તથા

---

૫. આતંકનિગ્રહ ખાલી પડી ગયેલાં ભેજાને શક્તિ આપી સ્મરણ શક્તિ વધારેછે.

રજ એ બન્ને સમાન હોય તો ગર્ભ નપુંસક થાયછે. અગ્નિના સંયોગથી ઘીના પિંડની માફક પુરૂષના સંયોગથી સ્ત્રીનું રજ દ્રવરૂપ થઇ પ્રસરે છે. તે રજના પ્રત્યાઘાતથી પુરૂષના વીર્યના બે વિભાગ થઇ જાય તો જોડલું ઉત્પન્ન થાયછે. પણ આવો બનાવ કવચિતજ બને છે.

જેવા આહાર, આચાર અને ચેષ્ટાથી સ્ત્રી પુરૂષની રતિ થાય અને તેથી જે ગર્ભ ઉત્પન્ન થાય, તે પણ જન્મ પછી લાયક ઉમરે તેવાજ આહારાદિકને પસંદ કરનારો થાય છે. કામના વિકારવાળી બે સ્ત્રીઓ પરસ્પર પ્રસવસ્થાનના ઘર્ષણથી રજનું આસેચન કરે તો તેથી અસ્થિ વિનાનો ગર્ભ ઉત્પન્ન થાય છે. ઋતુસ્નાતા નારીને સ્વપ્નામાં મૈથુનનો અનુભવ થાય તો વાયુના સંયોગથી તેનું રજ ગર્ભાશયમાં ટકીને ગર્ભરૂપ થાયછે. તે માસે માસે વૃધ્ધિ પામેછે. છેવટ પિતાના ગુણ (અસ્થ્યાદિક)થી રહિત તે ગર્ભ પ્રસવસ્થાનદ્વારા બહાર નિકળેછે.

---

૬. આતકનિગ્રહ ગોળીઓ પેસાબ માર્ગના દરેક દરદને માટે સહીસલામત ઇલાજ છે.

પુરૂષના ગમનથી ગર્ભ ધારણ કરનારી સ્ત્રીના શરીરમાં તેજ વખત શ્રમ, ગ્લાનિ, તૃષા, પીંડીમાં પીડા તથા પ્રસવસ્થાનનું ફરકવું વિગેરે ચિન્હો થાય છે; તેમજ ગર્ભ રહ્યા પછી મહિને પંદર દિવસે સ્તનના મુખ કાળાં થાય છે, રૂવાડાં ઉભાં થાય છે, તથા આંખની પાંપણો બઝાઇ જાય છે. વળી ઉલટી, સારા સુગંધી પદાર્થોમાં ગંધ આવવી, મોઢામાં પાણીનું આવવું અને શરીરમાં કળતર, ઇત્યાદિ ચિન્હો પણ થાય છે. ગર્ભ રહ્યા પછી એક માસે સ્ત્રી અને પુરૂષના રજ તથા વીર્યનું સર્વાંશે મળવું થાય છે. પહેલાં સત્વરૂપ સાધનવાળો ચેતના ધાતુ ગુણ ગ્રહણ કરવા માટે પ્રવૃત્તિ કરવા માંડે છે. સર્વ ગુણ સંપન્ન એ ચેતના ધાતુ, ગર્ભપણું પામી, પહેલે મહિને સર્વ ધાતુ તથા શુક્ર શોણિતના મળવાથી ડોળા રૂપને પામી ત્રાસ ઉત્પન્ન થાય એવો બનેછે. બીજે માસે શીત, બાફ અને પવનથી મળેલાં પંચમહાભૂતોનો સંઘાત ઘાટો થાયછે. ત્રીજે માસે બે હાથ, બે પગ અને એક માથું એ રીતે પાંચ અવયવોની પિંડ જેવી આકૃતિ

---

૭ બગડી ગયેલી પાચન શક્તિને આતંકનિગ્રહ ગોળીઓ સારી રીતે સુધારેછે.

થાય છે, અને બીજા અગ પ્રત્યગનો વિભાગ સૂક્ષ્મ આકૃતિવાળો થાય છે. ચોથે માસે ગર્ભનો વિભાગ સ્પષ્ટ જણાય છે અને જીવ તથા તેને રહેવાનું સ્થાનક હૃદય પણ પ્રગટ થાયછે. આ માસમાં ગર્ભ સ્થિર થાયછે, તેથી ગર્ભિણી સ્ત્રીનું શરીર અત્યંત ભારે પડી જાયછે. અને એ માસમાંજ ગર્ભને અભિલાષા ઉત્પન્ન થાયછે તેથી તે ફરકવા માંડેછે, અને એ માસમાંજ ગર્ભનું હૃદય માતાના હૃદય સાથે સંબંધ ધરાવેછે, તેથી માતાના હૃદયમાં રહેલા રસને વહન કરનાર નાડીથી તે ગર્ભનું પોષણ થાયછે. આ કારણને લઇને ગર્ભિણીને ઇચ્છિત પદાર્થો આપવા, પણ ઇચ્છાનો ભંગ કરવો નહી. તેની ઇચ્છાનો ભંગ થવાથી ગર્ભ નાશ પામેછે અથવા વિકૃત થાયછે. ગર્ભિણી જે જે વસ્તુઓની ઇચ્છા કરે તે તે તેને લાવી આપી, સારી રીતે તૃપ્ત કરવામાં આવે તો તેથી જે બાળક જન્મેછે તે વીર્યવાન અને મોટાં આયુષ્યવાળું થાય છે. વળી કેટલાએક વૈદ્યશાસ્ત્રીઓ

---

૮ ધાતુક્ષયથી થએલી નબળાઇનો નાશ કરવામાં આતંકનિગ્રહ ગોળીઓ જેવો બીજો કોઇ ઇલાજ નથી.

એમ સિદ્ધ કરી ગયા છે કે ગર્ભિણી સ્ત્રી જે જે પદાર્થોની ઇચ્છા કરે તે તે પાદાર્થોથી તેને તૃપ્ત કરવામાં આવે તો જન્મેલું બાળક તે તે પદાર્થોના ગુણવાળું થાયછે. મોઢાંમાં પાણી આવવુ, અન્ન ઉપર અરૂચિ, ખાટા પદાર્થોની ઇચ્છા, સારા નરસા બન્ને પદાર્થોની આકાંક્ષા, શરીરનું ભારેપણું, નેત્રોની શિથિલતા, સ્તનમાં ધાવણની ઉત્પત્તિ, હોઠ અને સ્તનના મુખપર કાળાશ તથા પગપર સોજો એ સઘળાં ચિન્હો, ઘણું કરીને એજ એટલે ચોથા માસમાં, ગર્ભને હૃદય ઉત્પન્ન થતી વખત થાયછે. અને એજ કાળ સ્ત્રીને ઇચ્છિત પદાર્થોથી તૃપ્ત કરવાનો છે. ફકત ગર્ભનો ઉપઘાત કરનારી, જેવી કે અતિ ગુરૂ, અતિ ઉષ્ણ, અતિ તીક્ષ્ણ તથા નિશાવાળી ચીજ આપવી નહી જોઇએ. ભયંકર પદાર્થોનું દર્શન તથા વાહનપર બેસવું એ પણ ગર્ભનો નાશ કરેછે. પાંચમે મહીને બાળકને મનમાં સંકલ્પ વિકલ્પ કરવાની શક્તિ પ્રગટ થાયછે અને તે માસમાં ગર્ભના શરીરમાં અધિક માંસ અને રૂધિરની વૃદ્ધિ થાય છે અને તેથીજ ગર્ભિણીનું શરીર અતિ

---

૯ દસ્તાનની કોઇબી જાતની અડચણને આતંકનિગ્રહ ગોળીઓજ દુર કરેછે.

દુબળું થઇ જાયછે. છઠ્ઠે મહિને પદાર્થોનો નિશ્ચય કરવાની બુદ્ધિ ગર્ભને થાયછે, અને એ માસમાં ગર્ભશરીરમાં બળ અને વર્ણની વૃદ્ધિ અધિક થાય છે. અને તેથીજ તે માસમાં ગર્ભિણીનું શરીર બલવર્ણ રહિત થાયછે. સાતમે મહિને સર્વ અંગ અને પ્રત્યંગ વિભાગ સ્ફુટ થાયછે અને ગર્ભના શરીરમાં રહેલા સઘળા પદાર્થો પુષ્ટ થાયછે. આઠમે મહિને ઓજ ધાતુ અસ્થિર થાયછે. આ માસમાં ગર્ભ સાથે સંબંધ રાખનારી નાડીથી, માતા ગર્ભનું અને ગર્ભ માતાનું ઓજ વારંવાર ગ્રહણ કરેછે અને તેથી ગર્ભિણી કોઇ વખતે હર્ષવાળી અને કોઇ વખતે ખેદવાળી થાયછે. આ પ્રમાણે ઓજની સ્થિરતાના અભાવને લીધે આઠમા માસમાં ગર્ભ અત્યંત પીડાયછે. જો આ માસમાં બાળકનો જન્મ થાય તો તે જીવતું નથી, પરંતુ આઠ માસ પુરા થયા પછી એક દિવસે પણ જન્મેલું બાળક જીવેછે. નવમા, દશમા, અગીઆરમા અથવા બારમા મહિનામાંથી એક મહિનામાં

૧૦ આતંકનિગ્રહ, વનસ્પતિનીજ બનાવટ હોવાથી તે પર કોઇ પણ જાતની પરહેજી રાખવી પડતી નથી.

સ્ત્રી જણેછે. પણ ઘણું કરીને તો નવમાની આખર અને દશમાની શરૂઆતમાંજ પ્રસવ થાયછે.

ગર્ભ ધારણના પહેલા, બીજા અને ત્રીજા માસમાં મધુર, શીતવીર્ય અને નરમ આહારનો ગર્ભિણી સ્ત્રીએ ઉપયોગ કરવો જોઇએ. કેટલાએક વૈદ્યશાસ્ત્રીઓનો એવો મત છે કે ત્રીજા માસમાં ફકત દૂધ સાથે સાઠી ચોખાજ ખાવા જોઇએ. ચોથા માસમાં દહીં સાથે, પાંચમામાં દુધ સાથે અને છઠ્ઠા માસમાં ઘી સાથે સાઠી ચોખા ખાવા જોઇએ. સામાન્ય મત એવો છે કે ચોથે માસે દૂધ અને માંખણથી મળેલુ અનાજ ગર્ભિણીને આપવું, અને છઠ્ઠા માસથી તે પ્રસવ સૂધી દૂધ ઘીવાળી કાંજી આપવી જોઇએ.

ગર્ભના સર્વ અવયવોની ઉત્પત્તિ પહેલાં મસ્તક ઉત્પન્ન થાય છે. કેટલાએકનો એવો મત છે કે મન અને બુધ્ધિનું સ્થાનક હૃદય પ્રથમ ઉત્પન્ન થાયછે વળી કેટલાએક, નાભિ, કેટલાએક, ચેષ્ટા કરવાનાં સાધનો, હાથ તથા પગ, અને કેટલાએક, શરીરનો મધ્ય ભાગ

---

૧૧ અશકિતને લીધે હાથ પગમાં થતી કલતર આતકનિગ્રહ ગોળીઓથીજ મટેછે.

પ્રથમ ઉત્પન્ન થાયછે એમ કહેછે. પણ ખરી વાત તો એજ છે કે સર્વ અવયવો સાથેજ ઉત્પન્ન થાય છે. ફક્ત સૂક્ષ્મતાને લીધે તેઓ સ્પષ્ટ જણાતા નથી.

ઉપર આપણે વાંચી ગયા છીએ કે નવમો અને દશમો માસ ઘણું કરીને પ્રસવ કાળ કહેવાય છે. તે વખતે ગર્ભ સ્થિર થઇ રહેછે. તેથી તેની પુષ્ટિ માટે સ્નેહાદિક ઉત્તમ પદાર્થોનો ઉપયોગ કરવો જોઇએ, કારણકે તેથી ગર્ભની અભિવૃધ્ધિ થાયછે. ગર્ભની અભિવૃદ્ધિ કરનારાથી વિપરીત પદાર્થોનું સેવન થાય તો ઉદરમાંજ ગર્ભ-નાશ પામેછે અથવા ઘણે દીવસે જન્મેછે. સારા ઉપચારોથી સ્નિગ્ધ શરીર અને બળ-વાળી સગર્ભા સ્ત્રી, ઉપદ્રવ રહિત, સુખેથી પ્રસવ કરી શકે છે. પ્રસવ વખતે કેટલીએક અબળા સ્ત્રીઓને મૂર્છા આવે છે અને મૂર્છાથી છોકરૂ જન્મ્યા પછી શુ થાય છે તેનું ગર્ભિણીને ભાન રહેતુ નથી. તેથી વખતે ખરાબ પરિણામ આવવાનો સંભવ રહે છે. આ કાર-ણને લઇને અમને આ ઠેકાણે કહેવાની ફરજ પડે છે કે ગર્ભની શરૂઆતથી તે પ્રસવકાળ સુધી "આતંક-

---

૧૨ શરીર સુખની ચાહના રાખનારાઓએ આતંકાનગ્ર-હ ગોળીઓનો અવશ્ય ઉપયોગ કરવો જોઇએ.

નિગ્રહ" દવાનું સેવન કરવામાં આવે તો તેથી ગર્ભનું ઘણી સારી રીતે પોષણ થાયછે, પ્રસવ વખતે કાઇ પણ જાતની અડચણ આવતી નથી, ગર્ભપાતનો ભય રહેતો નથી, અવતરેલ બાળક બળ, વર્ણ અને પરાક્રમવાળું થાયછે અને પ્રસવ વખતે મૂર્છાનો ભય બિલકુલ રહેતો નથી. બબ્બે અને ચારચાર માસે વારંવાર થતા ગર્ભપાતને એ આતંકનિગ્રહ ગોળીએ ઘણી વખત અટકાવ્યાછે. જે સ્ત્રીઓને ગર્ભપાત થતો હોય તે સ્ત્રીઓથી પતિએ એકાદબે વર્ષ દૂર રહેવું જોઇએ. તેથી ગર્ભસ્થાન સારી સ્થિતિમાં આવી જાયછે. ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ હમેશ સહર્ષચિત્ત અને પવિત્ર તથા અલંકૃત શરીરથી રહેવું. ઘણું કરી શ્વેત વસ્ત્ર ધારણ કરવાં, સારો પૌષ્ટિક પચે તેવો ખોરાક લેવો, સ્વચ્છ હવામાં હરવું ફરવું, દુષ્ટ ગંધ, ભય ઉત્પન્ન થાય તેવા પદાર્થો તથા તેવી વાતોનો ત્યાગ કરવો. સુકાયેલું, ટાઢું, સડી ગયેલું અને બફાઇ ગયેલું અન્ન ન ખાવું. વળી ઘરથી બહાર ગમન, ક્રોધ, ભય, શંકા, ભાર ઉચકવો તથા ઉંચે સ્વરે બોલવું એટલાં વાનાંનો

૧૩ જુવાન અવસ્થામાં આતંકનિગ્રહ ગોળીઓનું કરેલું સેવન ઘડપણમાં પણ ઉપયોગી થઇ પડેછે.

ત્યાગ કરવો. વળી બીજા પણ ગર્ભને ઉપદ્રવ કરનારા જે જે પદાર્થો જણાય તેનો ત્યાગ કરવો. અતિ કોમળ, ઉંચાઇ રહિત, અને શ્વેત સાફ વસ્ત્રથી આચ્છાદિત શયન અને આસનપર સુવુ તથા બેસવુ.

ગર્ભ રહયા પછી નવમે કે દશમે માસે પ્રસવ થાયછે, એ સામાન્ય વાત આપણે વાંચી ગયા. પણ અમુક દિવસે પ્રસવ થાય એપણ હીસાબથી સિધ્ધ થઇ શકેછે. આ વાત સિધ્ધ કરવા સારૂ રજો દર્શન બંધ થવાનો છેલ્લો દિવસ છોડી આગલા નવ કે પાછલા ત્રણ મહિના ગણવા અને જે દિવસ આવે તેમાં સાત દિવસ મેળવવા. આ ગણત્રી પ્રમાણે જે દિવસ આવે તે પ્રસવ થવાનો સમજવો. અથવા રજોદર્શન બંધ થવાનો છેલ્લો દિવસ છોડી બસો એંશી દિવસ ગણવા અને જે દિવસ આવે તે પ્રસવ થવાનો સમજવો. આ પ્રમાણે નક્કી થયેલા દિવસે કે કદાચ એક બે દિવસ આગળ પાછળ સ્ત્રી જણેછે.

પ્રસવ થવા પહેલાં થોડા દિવસ, એટલે નવમે માસે, ગર્ભિણીને સૂતિકાગૃહ ( સુવાવડનો ઓરડો )

---

૧૪ આતંક નિગ્રહ ગોળીઓ પર હજારો દરદીઓના આશીર્વાદનો વરસાદ પડયોછે.

માં દાખલ કરવી. સૂતિકાગૃહ સારી રીતે લીંપેલુ, જોઇતી સામગ્રીવાળું, ઉગમણા પવન અને દક્ષિણ બારણાવાળું, તથા આઠ હાથ લાંબુ અને ચાર હાથ પહોળુ હોવું જોઇએ. વળી તે ઘરમાં અજવાળું હોવું જોઇએ. તેમજ તેમાં હવાની આવજાવ માટે રસ્તો પણ રાખવો જોઇએ. પરંતુ પવનના ખુબ સપાટા આવે તેમ પણ ન હોવુ જોઇએ. તેમાં એક ખાળ પણ જોઇએ. જોઇતી સામગ્રીવાળુ એટલે સારાં અને પહોળાં કપડાં, એરંડીયું તેલ, બિછાનું સાફ રહે તે માટે તેપર પાથરવા કાળું મીણનું કપડું, ગરમ તથા ટાઢું સ્વચ્છ પાણી, સ્ત્રીને પેટે બાંધવાનો પાટો, સૂતરનો દોરો, કાંઇક બુઠી કાતર, વાદળીનો કટકો (સ્પંજ), લાકડાની કથરોટ, ચણાનો લોટ, સાબુ, મીઠું તેલ, કાપૂસ, લુગડાંના કટકા તથા છોકરાંને નાળ કાપ્યાપછી પેટે બાંધવાનો પાટો વિગેરે સાધનો સૂતિકાગૃહમાં તૈયાર રાખવાં જોઇએ.

સ્ત્રી પુરૂષની ઉમ્મર જેમ જેમ વધતી જાયછે

---

૧૫ આતંકનિગ્રહ ગોળીઓના ઉપયોગથી આરોગ્ય તેમ આયુષ્યમાં પણ વધારો થાયછે.

તેમ તેમ પ્રસવના સમયને નિયમિત મુદ્દત કરતાં વધારે દિવસ લાગતા જાયછે.

પ્રસવ થવાને આઠ દશ દિવસ બાકી હોય ત્યારે સ્ત્રીને અગાઉ કરતાં સારૂં લાગેછે. તેનું શરીર હલકું પડેછે, કારણ કે બચ્ચું નીચે કેડમાં ઉતરેછે. શ્વાસ પણ ખુલાસાથી લેવાયછે, જીવ આનંદમાં રહેછે તથા ફરવા હરવાનો ઉમંગ વધેછે. વળી પ્રસવ જલદી થવાનો છે, એ જાણવાનાં બીજા ઘણાં ચિન્હો છે. એટલે જ્યારે ગર્ભિણીનું ઉદર શિથિલ થઇ જાય, સાથળમાં શૂળ નિકળવા માંડે તથા વારંવાર પાયખાને જવાની અને પેસાબની હાજત તથા બળતરા થાય, ત્યારે પણ એમ સમજાય છે કે હવે પ્રસવ જલદી થશે. વારંવાર પેસાબ તથા બળતરા થવાનું કારણ એ છે કે તે વખત મૂત્રાશયપર દબાણ થાયછે. વખતે સફરા પર દબાણ આવવાથી ઝાડો પણ કબજ થાયછે. ઝાડો કબજ થાય તો પેડુપર ગરમ પાણીનો શેક કરવો તથા ગુદા વાટે એરંડીયાની બસ્તી

૧૬ આતંકનિગ્રહ ગોળીઓનું સેવન શરીરના રંગ રૂપમાં ચમત્કારિક ફેરફાર કરેછે.

મારવી. સ્ત્રીની જણવાની તૈયારી થાય ત્યારે કેડમાં તથા વાંસામાં વેદના થાયછે. અને પેસાબ વખતે પ્રસવસ્થાનના મુખમાં કફ આવેછે; અને ત્યારબાદ તેમાં દુખાવો થાયછે, આ સઘળાં ચિન્હો થાય તો નક્કી જાણવુ કે હવે પ્રસવ થવાની તૈયારી છે. યોનિમાં દુખાવો થવાનું કારણ એ છે કે તેમાં બચ્ચુ હોય છે તેને બહાર કહાડવાને તે સંકોચાય છે અને પહોળી થાય છે. આ વખતે ટંડી લાગવા માંડે તો ગર્ભિણીને ચાહ પાવી. ગર્ભસ્થાનમાં દુખાવો થાય ત્યારે સ્ત્રીએ ફરવું હરવું જોઇએ; કારણ કે એમ કરવાથી છુટકારો જલદી તથા સહેલથી થાય છે.

ઉપર પ્રમાણે બધાં ચિન્હો થયા પછી પાણ પોટલી ફાટીને તેમાંથી પાણી નીકળી જાયછે. પછી શરૂઆતમાં જે અત્યંત દુખાવો હોય તે બદલી જઇ કોઇ પણ વસ્તુ નીચે આવતી હોય એવો દુખાવો થાય છે. ગર્ભસ્થાન નીચે ઉતરવાથી તે ભાગના તંતુઓપર દબાણ કરેછે, તેથી પગ તથા જાંગમાં ચુંથારો થાયછે. •પણ હરવા ફરવાથી આવો ચુંથારો ઝાઝો

૧૭ બુદ્ધિની વૃદ્ધિ, વીર્યની વૃદ્ધિ ઉપરછે અને વીર્યની વૃદ્ધિ આતકનિગ્રહ ગોળીથી થાયછે.

થતો નથી. પ્રસવ થવો એ કુદરતી નિયમ છે તેટલા માટે તેને સ્વાભાવિક રીતે થવા દેવો જોઇએ, પણ વચમાં નકામું માથુ મારવું નહી. દવાદારૂ પણ કાબેલ વૈદ અથવા ડાકટરના હાથથીજ કરાવવાં જોઇએ. પ્રસવ થવાની અગાઉ જે દુખાવો થાયછે તેને અટકાવવો નહી. કારણ કે એ દુખાવાને લીધેજ ગર્ભસ્થાન તથા બીજા ભાગો પોહોળા અને પોચા થાય છે; તેમજ બચ્ચાંને બહાર આવવાનો સહેલો રસ્તો મળેછે. પ્રસવ થતાં પહેલાં ગર્ભસ્થાન નીચે ઉતરે છે, પછી તેનું દ્વાર મોટું થાયછે અને ત્યારબાદ બચ્ચું બહાર આવેછે. દ્વાર મોટું થાય તે વખતે સ્ત્રીએ અવસ્ય હરફર કરવી જોઇએ.

પ્રસવ થવાની તૈયારી જણાય ત્યારે સ્ત્રીને ઉના પાણીથી નવરાવી, સારીપેઠે બનાવેલી કાંજી કંઇ પર્યંત પાવી, અને પછી ઓશીકાવાળાં, કોમળ અને વિસ્તાર યુક્ત શયનપર બેઠેલી તે સ્ત્રીની પાંડીઓને સાથે સંબંધ કરાવી, ચતી સુવાડી, નિર્ભય મનવાળી, ઉતરાવેલા

---

૧૮ આતંકનિગ્રહ ગોળીઓ અને શકિત એ બે સાહેલીઓનો કરી વિયોગ થતો નથી.

હાથના નખવાળી અને જણાવવામાં કુશળ ચાર વૃદ્ધ સ્ત્રીઓને જણાવવાનું કામ સોંપવું.

ફ્રાન્સમાં સ્ત્રીઓ ચતી સુઇને જણેછે, બીજા કેટલાએક દેશોમાં ઉભી ઉભી જણેછે, કોઇ દેશમાં પોતાના ઘુંટણપર ટેકાને તથા કોઇ દેશમાં ખુરશીપર બેસીને જણેછે. લંડનની સ્ત્રીઓ ડાબા પાસાપર સુઇને પ્રસવ કરેછે.

ગર્ભિણીને નવમો મહિનો બેસે અને સૂતિકા-ગૃહમાં લઇ જવામાં આવે, તે વખતથીજ તેને સૂયા-ણી સાથે મિત્રાચારી કરાવવી જોઇએ, કારણ કે સૂયાણીને પ્રસવ વખતે બોલાવવાથી લજ્જાને લીધે સ્ત્રી મનમાં સંકોચાયછે. સૂયાણીએ જણનારી સ્ત્રીના ગર્ભ માર્ગને પ્રસવ સ્થાનમાં મુખ તરફ હાથ જાય તેમ તેલથી ચોળીને પછી ગર્ભની આસપાસ રહેલો નાડીનો બંધ છુટે અને કેડનો પાછલો ભાગ, બરડો, બસ્તી તથા મસ્તકમાં વેદના દેખાય ત્યારે હળવે હળવે ચોળવું અને ગર્ભ મુખમાં આવે ત્યારે તેથી પણ વધારે ચોળવું.

---

૧૯ તાકાદ આપવામાં તો આતંકનિગ્રહ ગોળીઓ એક અજબ ઉપાયછે.

આ ક્રિયા ગર્ભ બહાર આવે ત્યાં સુધી કરવાની છે. વખતવિના ગર્ભને પ્રવાહમાં લેવાથી તે બ્હેરો, મુંગો, મસ્તકની પીડાવાળો, કાસ, શ્વાસ અને શોષથી પીડિત તથા દુબળો થાય છે.

પ્રસૂતિ વખતે સૂતિકા ગૃહમાં ઉપર કહેલી ચાર સયાણી સિવાય બીજી વિશેષ સ્ત્રીઓએ રહેવું જોઇએ નહિ. કારણ કે તે વખતે આસપાસની લાગતીવળગતી ઘણી સ્ત્રીઓ એકઠી થઇ પરસ્પર કાનોમાં ઘુસઘુસ વાતો કરી ઘોંઘાટ મચાવી મૂકેછે. વળી કોઇ મૂર્ખ સ્ત્રી સગર્ભા સ્ત્રીની દયા આણી બોલેછે કે બાઇ ફલાણી સ્ત્રી તો જણીને ઢળી પડી, આને પરમેશ્વર ખેર કરે. આ પ્રમાણે વાતો થવાથી સુવાવડીનો જીવ ચિંતાતુર થાય છે, અને વખતે ખરાબ પરિણામ આવેછે. માટે તેમ બિલકુલ થવું ન જોઇએ. સુવાવડનું બીછાનું ઝોલ ન પડે તેવું સીધું હોવું જોઇએ. ઝોળ પડે તેવું હોય તો સ્ત્રીને સુખ થતું નથી. ખાટલાની આસપાસ પડદા

---

૨૦ આતંકનિગ્રહ ગોળીઓ સ્ત્રીઓના ગર્ભાશય સુધારેછે.

બાંધવાથી પણ હવાનો પ્રતિબંધ થાયછે. એક ચાદર ખાટલાના પાયા જોડે બાંધી જણનારી સ્ત્રીના હાથમાં આપવી એટલે તેને કરાંજવામાં મદદ મળેછે. ગર્ભ જેમજેમ નજીક આવતો જાય તેમ તેમ સ્ત્રીએ વધારે કરાંજવું જોઇએ, જેથી ગર્ભ સહેલાઇથી બહાર નીકળી શકેછે. ગર્ભનું માથું જનનેંદ્રિયના મોહોડામાં આવે કે તરતજ સ્ત્રીએ યુકિતથી ડાબી બાજુએ સુવું. માથું બાહાર દેખાય કે તરત તેને જમણા હાથની હથેળીપર લેવું, પણ જોરથી દાબવું નહી. જેમ જેમ ખાંધ અને શરીર બાહાર આવતું જાય તેમ તેમ તે માથું સૂયાણીએ હળવે હળવે પોતાના તરફ લેવું. માથું બહાર આવે કે બીજી સ્ત્રીએ સ્ત્રીના પેટપર હાથવડે જોરથી દબાણ કરવું અને જેમ જેમ તે છોકરાંને ગતિ મળતી જાય તેમ તેમ દબાણ પણ નીચે ઉતારતાં જવું. અને છેવટ પાટો બંધાય ત્યાંસુધી એ હાથનું દબાણ કાઢી લેવું નહિ જોઇએ. છોકરાંનું ફકત ડોકુંજ બહાર આ-

---

૨૧ આતંકનિગ્રહ ગોળીઓના સેવનથી આયુષ્ય અને આરોગ્ય એ બન્ને જાળવી શકાયછે.

ખ્યું જણાય તો હળવેથી તેની કાખમાં આંગળી ઘાલી ઘણી સંભાળથી તેના શરીરને બહાર કાઢી લેવું. આ કામમાં જો જરા ગફલત થઇ તો બચ્ચાંને ફાંસો આવી જાય છે. છોકરૂં જન્મે કે તરત એક સ્ત્રીએ તે છોકરાંની અને બીજી સ્ત્રીએ સુવાવડીની માવજત કરવા માંડવી. છોકરાંનાં શરીરપર ઠંડુ પાણી નાખવું. અને તેના ગળામાં રહેલો ચીકણો પદાર્થ કાઢી નાખવો. વખતે કોઇ છોકરાંની આસપાસ કઇ પડ જેવું હોય, તો તેને પણ નખથી કાડી નાખવું. અને જો તરત તેમ કરવામાં ન આવે તો છોકરૂ મરણ પામે છે.

છોકરૂં જન્મે કે તરત શ્વાસોચ્છ્વાસ લેવા માંડે છે અને રડે છે. તેના શ્વાસોચ્છ્વાસ બરોબર ચાલે ત્યારે દુંટીથી આશરે બે ઇંચ છેટે સુતરનો તૈયાર રાખેલો દોરો ચોગણો અથવા છગણો કરી નાળને બાંધવો. વળી તેથી પણ ચાર આંગળને છેટે બીજો

---

૨૨. ખરૂં પુરૂષપણું મેળવવાને આતંકનિગ્રહ ગોળીઓનો અવશ્ય ઉપયોગ કરવો જોઇએ; કારણ કે એ અમૃતરૂપ ઔષધ છે.

દોરો બાંધવો અને તે બન્ને બંધનની વચમાંથી નાળ કાપવું. આ પ્રમાણે નાળ કપાયાથી રકતસ્રાવ થશે નહિ. નાળ કાપ્યા પછી ઓળ સાથે વળગેલો કટકો એક બીજી સ્ત્રીએ મજબુત પકડી રાખવો; નહિ તો નાળનો કટકો પાછો અંદર જતો રહેશે. બાળક અવતર્યા પછી જો તે ન રડે, તો ચીમટી દઇને રડાવવું જોઇએ, કે જેથી શ્વાસપ્રશ્વાસ ખુલ્લી રીતે શરૂ થાય. જો બચ્ચુ રડે નહિ અને મરી ગયા માફક માલુમ પડે, તો ઢગરાપર અથવા પીડપર હથેલી વતી અથવા આંગળાથી પ્રહાર કરવા અથવા જરા એમોન્યા સુંઘાડવું, અથવા કાપુસ તેલમાં બોળી તેનો ધુમાડો બાળકના નાકની અંદર જાય તેમ કરવું. કેટલાએક તે વખત ખડની સાવેણી બાળી ધુમાડો આપેછે. એમ છતાં પણ શ્વાસ ચાલુ ન થાય તો બાળકને ગરમ પાણીમાં બોળવું.

ઉપર નાળ કાપવાની વાત લખી ગયા. તેમાં નાળવાની અંદર જ્યાં સુધી નાડી ચાલતી હોય ત્યાં

૨૩. અતિ જુના પ્રમેહને મટાડવામાં આતંકનિગ્રહ ગોળીઓ એ એકજ ઇલાજ છે.

સખ્ત તેને બાંધવું નહિ, પણ નાડી બંધ પડે કે તરત તેને ઉપર બતાવ્યા મુજબ બે બાજુએથી દોરીવતી મજબુત બાંધી વચ્ચેથી કાતર વતી કાપી નાખવું. તેથી પણ શ્વાસ ચાલુ થાયછે. શ્વાસ ચાલુ કરવા માટે ગરમ પાણીમાં ઝબોળવાની ક્રિયા નાળવું કાપ્યા પછી કરવી.

ઉપર પ્રમાણે સઘળી ક્રિયા થઇ રહ્યા પછી છોકરાંના શરીર ઉપરનો ચીકણો પદાર્થ, સાબુ, ચણાનો લોટ અથવા એવા બીજા પદાર્થથી, ધીમે હાથે ચોળી, બાલ ને સહેજ સાજ ગરમ પાણીથી નવરાવવું. પ્રથમ તૈયાર રાખેલી કથરોટમાં બાળકને ગળાં સુધી પહોંચે એટલું પાણી નાખવું, પછી વાદળી કે બીજા કોઇ સુંવાળા લુગડાંનાં કટકાથી બાળકના શરીરને ધોવું. તેના નાક, કાન કે મોઢામાં પાણી ન જાય તેની સંભાળ રાખવી. નવરાવ્યા પછી તેનુ શરીર સાફ કપડાથી લુછી નાખવું, અને કોઇ પણ ઠેકાણે જરા પણ ભીનાશ રહેવા દેવી નહીં. પછી બાળકને શરીરે

---

૨૪. શક્તિ અને પુષ્ટિનેમાટે કઇ દવાનું સેવન કરવું?
આતંકનિગ્રહ ગોળીઓનું.

મીઠું તેલ લગાડવું. આ સઘળી ક્રિયા થઇ રહ્યા બાદ કાપેલી નાળપર ફરતુ સ્વચ્છ સુંવાળુ કપડું લપેટી છોકરાંને પેટે પાટો બાંધવો. લુગડાંનો જે ભાગ નાળને અડતો હોય તે ભાગને મીઠું તેલ લગાડવું. આ પ્રમાણે કરવાથી એકાદ બે દિવસમાં નાળ ખરી પડશે અને દુંટી ઉપર જો લોહી નીકળતું હોય તો રૂ બાળી તેની રાખને ઉપર દબાવવી. જન્મ્યા પછી બાળકને બે ત્રણ દિવસ સુધી ફકત ગળથુથી ઉપરજ રાખવું, ધવરાવવું નહિ. સુવાવડી સ્ત્રીને પણ બે ત્રણ દિવસે ધાવણ આવેછે. અને તે ધાવણમાં રેચક ગુણ રહેલોછે, તેથી બાળકની મળ શુધ્ધિ થાયછે. કદાચ તેમ ન થાય તો થોડું એરડીયું અને મધ સાથે મેળવી ચટાડવું.

છોકરૂં જન્મે કે તરત સ્ત્રીને ચત્તી સુવાડી પેટપરનો ભાગ સારી રીતે દબાવવો. ઓળ બહાર પડયા પછીજ અને સુવાવડીને પાટો બાંધ્યા પછીજ આ હા-

---

૨૫ લોહી સુધારવાને તથા યાદદાસ્ત વધારવાને કઇ દવા ગ્રહણ કરવી જોઇએ? આતંકનિગ્રહ ગોળીઓ!

થનો ડાબ દૂર કરવો. ઘણું કરી પ્રસૂત થયા પછી સ્ત્રીને પાંચ દશ મિનિટે ઓળ પડેછે. જો તે જલદી બહાર ન પડે તો હળવે હળવે દાબીને હાથ ફેરવતા જવો, એટલે ઓળ બહાર આવશે. ગર્ભાશયથી છુટી પડેલી ઓળ તપાસવા સારૂ ઈંદ્રીના દ્વારની નાળ પકડી જરા ખેંચવી, અને જો તે છુટી પડી હશે તો તરત બહાર આવશે. પણ ફક્ત નાળ ખેંચીનેજ ઓળ બહાર કહાડવાને પ્રયત્ન કરવો એ બહુ નુકસાનકારક છે. ઓળ બહાર પડ્યા પછી સ્ત્રીના બગડેલા ભાગો ગરમ પાણીથી લુછી નાખવા, સ્ત્રીને ગરમ કપડાં તથા ગરમ મોજાં પહેરાવવાં અને તેને સ્વસ્થ ઊંઘ આવવા દેવી. શરદી કે ખરાબ હવા ન લાગવા માટે તેના ઓરડામાં દેવતાની સગડી રાખવી. આપણા દેશમાં કેટલેક ઠેકાણે ખાટલા નીચે સેક નાખવામાં આવેછે. સુવાવડને માટે ખાસ તૈયાર રાખેલા પથરાઓથી પેટ ઉપર શેક લેવો એ પણ

---

૨૬. જેઓને હંમેશ અતિ મેહનત કરવાનું કામ હોય તેઓએ તો આતંકનિગ્રહ ગોળીઓનો અવશ્ય આશ્રય લેવો જોઈએ.

ફાયદાકર્ત્તા છે. સુવાવડી સ્ત્રીને હલકો અને પચી શકે તેવો સારો પૈષ્ટિક ખોરાક આપ્યા કરવો. દુધ ન આપવાનો રીવાજ કેવળ વહેમ ભરેલો છે. સુવાવડી સ્ત્રીને કમતીમાં કમતી દશ દિવસ સુધી ગરમ કરેલાં પાણીમાં વાવડીંગ નાખી તે ઠારીને પીવા માટે આપવું. તેને ઓછામાં ઓછા ચાર દિવસ સુધી તો ઊઠવા દેવીજ નહિ, અને પાંચથી દશ દિવસ સુધી ઝાડે કે પેસાબની અગત્યની બાબત માટેજ ઊઠવા દેવી.

પ્રસુતિકાળમાં વેદના દૂર કરવાને ક્લોરોફોર્મ જેવી બીજી કોઇ દવા નથી. પણ તે દવાનો ઉપયોગ ડાકટરની સલાહ વિના કદી પણ કરવો નહિ. પ્રસુતિ થયા બાદ સ્ત્રીને જરા ઠંડી લાગી તાવ આવેછે, પણ તે પાછો તુરત જતો રહેછે. કદાચ તાવ ઝાઝો વખત ચાલુ રહે તો તેનો ઇલાજ

---

૨૭. જેઓ બીલકુલ મહેનત ન કરતાં આળસુની માફક પડી રહેછે તેઓએ પણ પોતાની પાચન શક્તિ વધારવા આતંકનિગ્રહ ગોળીઓનું સેવન કરવું જોઇએ.

કરવો જોઇએ. સુવાવડીના શરીરનું વજન પહેલાં અઠવાડિયામાં નવ દશ પાઉન્ડ ઘટેછે. પ્રસૂત થયા પછી અડતાળીસ કલાકની અંદર ધાવણ શરૂ થાયછે, અને તે વખતે પણ તાવ આવેછે. પ્રસવ થયા પછી ગર્ભસ્થાન એક મહિના પછી બરોબર સંકોચાય છે. તોપણ જુવાનીમાં જેટલું મજબુત અને સંકુચિત હોયછે તેટલું પછી હોતું નથી. પહેલાં સાત આઠ દિવસ ગર્ભસ્થાન પેડુમાં માલુમ પડેછે, પણ બીજા અઠવાડીયામાં માલુમ પડતું નથી. પ્રસવ થયા પછી ગર્ભસ્થાન દોઢ પાઉન્ડ વજનનું હોયછે અને સાડાસાત ઈંચિ લાંબું હોયછે. એક પખવાડિયામાં તેનું વજન પોણો પાઉન્ડ થાયછે અને લંબાઇ પાંચ ઈંચિ ઘટી જાયછે. એક મહિના સુધી યોનિમાંથી પ્રદર ઝર્યા કરેછે. પહેલા ચાર દિવસ પ્રદર રાતું હોયછે, ત્યારબાદ લીલું અને આખરે શ્વેત થાયછે. આ પ્રમાણે ગર્ભસ્થાનમાં જેટલો દુર્ગંધ ભાગ રહેલો હોયછે તેટલો એક મહિનામાં બહાર નિકળી જાયછે.

---

૨૮. ગયેલ શક્તિ ફરીથી લાવવામાં આતંકનિગ્રહ ગોળીઓ અતિ ઉપયોગીછે.

સુવાવડમાં જરૂરના કારણ શિવાય કોઈ પણ જાતની ઔષધી આપવાની જરૂર નથી. આપણા દેશમાં કેટલીક ઔષધીના કવાથ આપવામાં આવેછે; પણ વિના કારણ કવાથ આપવા એ ચાલુ પડેલા રીવાજ શિવાય બીજું કંઇ નથી.

કેટલીક સ્ત્રીઓ પ્રસવ પછી કેટલીક જાતની દવાની પોટલી પહેરેછે, પણ પ્રસવ વખતે વિસ્તૃત થ- ભાગ અમુક વખતે પાછો સંકુચિત થાયછે, માટે તેવી પોટલી પહેરવી એ કેવલ વ્યર્થ છે.

સુવાવડ પછી તાવ, ઉધરસ, વિગેરે જે કાંઈ ઉપદ્રવ જણાય તેને માટે દેશી વૈદ્યો ખાસ સુવાવડનો કવાથ તૈયાર રાખે છે તે આપવો. એ કવાથ ખરેખર સુવાવડના દરદોને માટે ચમત્કારિક છે.




૨૯. શરીરને ફુરતીમાં રાખવાને આતંકનિગ્રહ ગોળીઓ અતિ ઉત્તમ ઉપાયછે.

Competitors admit that *Vatcha Bros.'* Cycles contain features that cannot be equalled in other machines.

The Press asserts that *Vatcha Bros.'* Cycles are the best and most popular machines that ever came to India.

The Experienced Rider finds them unequalled in price, durability, ease of running and general excellence.

The Champion says: "Messrs. *Vatcha Bros.* are always to the fore in bicycle matters. We would strongly recommend him who is desirous of purchasing a bicycle to call first upon Messrs. Vatcha Brothers."

Everybody declares that *Vatcha Bros.'* goods are *par excellence*, and prices, the fair. No shop-soiled or clearance goods.

By the way, have you seen the latest edition of *Cyclists' Hand-book* (103 illustrations)? You can have it by sending only one Anna to—

**Messrs. VATCHA BROTHERS,**
**620, CIRCAUM ROAD, BOMBAY.**

## એક અતિ સુંદર ભેટ.

# સૌંદર્ય દેવતા

# મોહિની.

**શ્રી રવિવર્માના** હાથથી હમણાંજ બહાર પડેલ મોહિની ચિત્ર આજ દિવસ સુધીમાં તેના હાથથી તૈયાર થએલાં સઘળાં ચિત્રોમાં સૌથી મોટું તથા સૌથી શ્રેષ્ટ છે એ ચિત્રનો અમોએ કોપી રાઇટ રાખેલો છે તેની લંબાઇ પોળાઇ ૩૬×૨૪ ઇંચની છે તેની કિંમત રૂ૦ ૬ છ રાખવામાં આવી છે પણ અમારાં ઔષધા-લયમાંથી કોઇએ કોઇ પણ વખત કાંઇ પણ ઔષધ મંગાવ્યું હોય અથવા હવે જે કોઇ મગાવે તેને તે અરધી કિંમતે એટલે ત્રણ રૂપીએ આપવા ઠરાવ કરેલો છે અથવા હવે જે કોઇ અમારાં મુકતા વગેરે પુસ્તકોમાંથી કે આતંકનિગ્રહ વગેરે ઔષધોમાંથી

રૂપીઆ ચારની કિંમતનો માલ એકી વખતે સાથે મગાવનારને ઉપલું અતિ સુંદર પિકચર ભેટ આપવામાં આવે છે.

## વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી,

### આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ—જામનગર, કાઠીઆવાડ.

બ્રેંચ નં૦ ૧—મુંબઇ, કાલકાદેવી રોડ.

બ્રેંચ નં૦ ૨—કલકતા, હેરિસન રોડ.

---

### શક્તિની ગોલીઓ.

## આતંક નિગ્રહ.

### કિંમત ગોલી ૩૨ની ડબી ૧નો રૂ૦ ૧.

આતંકનિગ્રહ ગોલીઓ તદન વનસ્પતિમાંથીજ બનાવવામાં આવે છે તે બગડેલાં વીર્યને શુદ્ધ કરે છે, નપુંસકપણાને મટાડે છે, સંસાર સુખ ભો-

ગવવાને નબળા થએલા પુરૂષોને બળવાન બનાવે છે, ગુમ થએલી યાદ શક્તિને તાજી કરે છે, જ્ઞાનતંતુને મજબુત કરેછે, પેટ સાફ લાવે છે, જુવાન વયમાં થએલી બદફેલીથી ગએલી તાકાદ પાછી લાવેછે, દસ્તાનની કોઇપણ જાતની અડચણને દુર કરેછે તથા ધાતુ ક્ષયથી થએલી ક્ષીણતાનો નાશ કરેછે તે શુધ્ધ વનસ્પતિમાંથીજ બનાવેલી હોવાથી તે પર કોઇ પણ જાતની પરેજી રાખવી પડતી નથી. આ ગોળીઓપર એ, સુમાર દરદીઓના આશીર્વાદનો વર્સાદ ચાલુ પડ્યાં કરે છે.

# વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

## આતંકનિગ્રહ ઔષધાલય.

**હેડ ઓફીસ—જામનગર**, કાઠીઆવાડ.

**બ્રાંચ નં૦ ૧—મુંબઇ**, કાલબાદેવી રોડ.

**બ્રાંચ નં૦ ૨—કલકત્તા**, હેરીસન રોડ.

## આ જમાનાની નવાઇ

# ફોનોગ્રાફ તથા ગ્રેફોફોન.

એ ફોનોગ્રાફમાં જેબી કંઇ બોલ્યે, ગાઇયે અથવા વગાડયે તે પાછું આબેહુબ તેવાજ અવાજમાં સંભળાયછે. આપણાં નાનાં ભુલકાં પોતાની મધુર અને રમુજી ભાષામાં જે બોલે તે, તેમજ આપણા બુજરગોની શીખામણ, અવાજ ઇ૦ વંશપરંપરા ખુદ તેમનાજ સાદમાં એમાં જાલવી રાખી શકાય છે અને જ્યારે મરજી પડે ત્યારે તે પાછાં સાંભળી શકાયછે. એ ફોનોગ્રાફ તથા ગ્રેફોફોન મુંબઇવાળા શેરીયાર અસપંદીઆર ખુદ પોતે અમેરીકાથી લાવ્યા છે, અને તેથી આખી મુંબઇમાં સર્વેથી સસ્તા વેચે છે. ઇવીનીંગ પાર્ટી, લગનસરા ઇ૦ માં એ ઘણુંજ આવકારદાયક રમુજનું સાધન છે. એડીસનના મોટા "એમ" ફોનોગ્રાફ, હોમ ફોનોગ્રાફ, તથા મોટા ગ્રેફોફોન વગેરેનું કેટલગ મંગાવ્યાથી તુરત મોકલવામાં આવશે.

**નાના ગ્રેફોફોન, ગુજરાતી અથવા હીંદુસ્તાની સીલંડર સરસામન સાથે કમપલીટ રૂ. ૭૫**

**શેરીયાર અસપંદીઆર,**

**કાલબાદેવી રોડ, મુંબઇ.**